# ભોજાભગતના ચાબખા.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

**શા. ચીમનલાલ લલ્લુભાઈ બુકસેલર.**

ઠે. માણેકચોક—અમદાવાદ.


સંવત ૧૯૮૨ સને ૧૯૨૬.

—(૦)—

આવૃતી ૪ થી. પ્રત ૪૦૦૦.

શ્રી પ્રજાહિતાર્થ મુદ્રણાલયમાં પટેલ સોમાભાઈ દલપતરામે છાપ્યું. ઠે. શાહપુર નવીપોળ—અમદાવાદ.


કીંમત રૂ. ૦—૧—૦

# ભોજા ભગતના ચાબખા.

પ્રાણીયા ભજી લેને કિરતાર, આતો સ્વપ્નું છે સંસાર. ટેક.
ધન દોલતને માલ ખજાનો પુત્ર અને પરીવાર;
તે તો (જી તમે જાશો એકલાં, ખાશો જમના મારરે. પ્રા. ૧
ઊંચા મેડીને અજબ ઝરૂખા, ગોખ તણો નહી પાર,
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહ્યાં છે બારરે. પ્રા. ૨
ઉપર ફુલડાં ફર ફરે ને, હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પુંઠે પડે પોકારરે પ્રા. ૩
સેજ તળાઇ વિના સુતી નહી ને, કરતો હુન્નર હજાર;
બોરી બોરીને બાળશે જેમ લોઢું ગાળે લુહારરે. પ્રા. ૪
સ્મશાનમાં જઇ ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મુકી અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે. પ્રા. ૫
સ્નાન કરવા સૌ ચાલીયાં, મળી નર સંઘાતે નાર;
ભોજોભગત કહે દશ દહાડા રોઇને, વળતી મુક્યો વિસારરે પ્રા. ૬

## ચાબખો.

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ. ટેક.
બાપ કહે છે બેટો અમારો માતા મંગળ ગાઇ;
બેની કહે છે બંધવ અમારો ભીડ પડે ત્યારે ભાઇરે. જીવને.

લીપ્યુંરે ગુપ્યું આંગણુંને, કાઢયા વેળા થઇ;
અડશો માં તમે અભડાશો, એમ બોકો કરે ચતુરાઇરે  જીવને.
ઘરની નારી ઘડી ન મુકે, અંતે અગગી રહી;
ભોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇરે.  જીવને.

ચાબખો.

દેશી સંત તણી લાવીરે, ભેળાં ફરે બાવોને બાવી.  ટેક.
મોટાં કપાળે ટીલાં કરે, વળી માથે ટોપી પટકાવી;
કંથો ને ખલતો માળા ગળામાં, કાને મુદ્રા લટકાવીરે.  દેશી.
સંત સેવામાં સુખ ઘણુંને, કરે સેવા મન ભાવી;
તન મન ધન સોપો એ સંતને, પ્રીતીઓ લગાવીરે;  દેશી.
એવું ને એવું જ્ઞાન દીએ, બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે રાખ્યા બાહુમાં, ભેખે ભરમાવીરે.  દેશી.

ચાબખો.

ભેખ તો બાવર થઇ ભુંડારે, મેલા અંતરમાં ઉંડા.  ટેક.
ટકો પઇસો ટેલ ગામમાં નાખે, વળી ખેતરને કુંડાં;
જેની વાંસે થાય સૈનો કેડો ન મેલે, જેમ કટકના લુંડારે  ભે.
બીયાં સારૂ ત્રાગુ કરે ને વળી કામ કામ ક્રોધના ભિંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે.  ભે.
ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી પાપ તણા ઝુંડારે.  ભે.

ચાબખો.

જોઇ લ્યો જગતના બાવારે ધર્યો ભેખ ધુતીને ખાવા.  ટેક.
જ્યાં પ્રેમદા ધણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે આવારે. જોઇ.

લોકના છોકરાં તેડીને રમાડે, એની પરાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાઇ જાય ત્યારે બાવોજી બેસે મનાવારે. જોઇ.
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે બાવેશું સેવે, અન જમપુરીએ જાવારે. જોઇ.

ચાબખો.

ભરમાવીને દુનિયા ભોળીરે, બાવો ચાલ્યા ભભુત ચોળી—ટેક.
દોરા ધાગા ને ચીઠ્ઠી કરીને આપે ગુણકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોગીરે. ભ. ૧
નીત નીત દરશન નિયમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી.
માઇ માઇ કહીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે. ભ. ૨
સઘળા શીષ્યને ભેળા કરી ખાય, ખીર ખાંડને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળીરે. ભ. ૩

ચાબખો.

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો—ટેક.
ખાઇ ધુતીને ધન ભેળું કીધું કોટીધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જે ના વાવર્યો, અધવચથી લુટાણોરે. મુ. ૧
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે નહિ આવે સાથે એક દાણો;
મસાણુની રાખમાં રોળાઇ ગયા કંઇક કોણ રંકને કોણ રાણોરે. મુ. ૨
મંદીર માળીઆં મેલી કરીરે, નિચે જઇ ડેરાણો;
ભોજો ભગત કહે સુવા સુડે જીવ, ઘણો ઘણો પસ્તાણોરે. મુ. ૩

ચાબખો.

મુરખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક.
સબળ સાયક જેની ચોકી કરતા, ભરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, રાવણાદિક વાળુ રે. મુરખો.

દુઃખને તો કોઇ દેખે નહી, ને સુખ લાગે સારૂ;
વેળા વેળાની છાયડી તારી, વળી જાશે વારૂરે, મુરખો.
હરી ભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો રૂદેમાં પ્રભુનું ભજન પ્યારૂંરે. મુરખો.

ચાબખો.

ભક્તિ શીશ તણું સાટુ રે આગળ વસમી છે વાટુ—ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મુરધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરીજનને હાથેરે. ભક્તિ.
સત્યને કાજે ત્રણ વેચાયા રોહીદાસને રાણી,
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે ભક્તિ.
પહેરો પટોળાં પ્રેમનાં તમે શુરવીર થઇ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર મહાલોરે ભક્તિત.

ચાબખો.

દુનિયાં દિવાની કહેવાશેરે, ભુંડી ભીતોમાં ભટકાશે—ટેક.
પાપ જયારે એનું પ્રગટ થાસે ત્યારે, જુવા જતી ઘેર જાશે;
ધુણી ધુણી એના ડોકજ દુખશે, ને લેનારો લઇ ખાશેરે. દુનિયાં.
સ્વર્ગમાં નથી સુપડું ને, નથી ખાંડણીઓને ધંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે. દુનિયાં.
ઢોંગ કરી ધુતવાને આવે ત્યારે હાથ બતાવા સૌ જશે;
ક્યારે આના કર્મનું પાનુંરે ફરશે, અને કયારે પુત્રજ થાશેરે. દુનિયાં.
કીમીયાગર કોઇ આવી મળે ત્યાર, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભમણામાં ભમતાં, ગાંઠની મુડી ગુમાશેરે. દુનિયા. ૪

ચાબખો.

મુર્ખની દાઢી થઇ ધોળીરે રૂદીયામાં નહિ જોયું ખોળી. ટેક.
ખડ વાઢીને ભેગુ કર્યું પણ, હાથ ન રહી કોડી;

વેચ્યા ટાણે વેચ્યું નહિ, પછીથી પીઠ પડી મોળીરે. મુર્ખની, ૧
બગલો થઇને આરે બેઠો, ચાંચ કરી પોળી;
આરેથી કંઇ આહાર મળ્યો નહી, દરિયો દીધો ડોળીરે. મુર્ખની ૨
મનુષ્યાદેહી જેવો માલ પાક્યોને, તેમાં પડીયા કોળી;
વાવ્યા વિના તે ક્યાંથી પામશે, કહો શું ખાશે ચોળીરે. મુર્ખની ૩
વારતાં વારતાં વારે ચડતો, માલ લાવતો થોડી;
ભોજેભગત કહે ત્રણ ચાર લાગશે, તીર તરવાને ગોળીરે. મુર્ખની. ૪

ચાબખો.

મન ચડયું મોટપને માળેરે, પ્રભુ એની વેળા મ વાળે. ટેક.
મહાજન કહે અમે ધરમી કહેવાઇએ, દુધ પાઇ મીંદડાંને પાળે,
ત્યારે મોકળુરે મુકે, પછી ઉંદરનો દાટ વાળેરે મ. ૧
ચાર પાંચ ભેંસો આંગણે દુજે, છોકરાનાં પેટડાં બાળે;
આડોશીપાડોશી છાશ લેવા આવે ત્યારે વાલા સગાનો શોક પાળેરે. મ
ખોટી દાનત તેથી ખાવા મળે નહીં દીકરીનું ઘરેણું ગાળે;
સાસરે જાય ને પુછે ત્યારે એના, માવતરનું મોં વાળેરે, મ. ૩
સોનુ સોધે ને રૂપુ સોધે, કથીરને શું ગાળે;
ભોજે ભગત કહે કાંસાકુટને પીતળ શું ઉજાળે રે. મ. ૪

ચાબખો.

મુરખે નાર કુભારજો આણીરે, એનું ઘર કર્યું ધુળધાણી. ટેક.
પાંચ મણીની લાવથી ભરડી, માણાની જુંજી ધાણી;
ઘીના ગોળીઆ ઢોળી નાંખ્યા દુધમાં રેડયું પાણીરે, મુરખે.
વાર પરવે વઢવાડ કરેને, કંકાસ કરે જાણી જાણી;
છોકરાને મારે છણુકા કરેને, ચુંટીઓ લે તાણી તાણીરે. મુરખે. ૨
ખરે બપોરે રસોઇ નીપજાવેને, રૂદે જેતી રાણી;

છોકરાને મારીને સુવારે, પછી જાય બોલાવા રાત જાણીરે. સુરખે. ૩
ટાઢું સીઝુ કંથ આગળ મુકે, મરે જ્યારે ભુખ તાણી;
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણીરે. સુરખે. ૪
પટોયાં પાડી આંખ આંજીને આપડે, સાસરે પીયર ન સમાણી,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાદ શીદ આણીરે. સુરખે. ૫

ચાબખો.

એવું દુઃખ જગતમાં ભાળીરે, પરણી નાર પીયર પાછી વાળી. ટેક૦
કડલાં કરાવું ત્યાં કાંબીએ વળગે, વીછીયા લેવરાવે મેં વાળી;
ચણીઓ શીવડાવું ત્યાં સાડલો માગે, કાપડું કરાવે ગજીઆણીરે એવું. ૧
ધાર્યું ન થાય તો કરે ધીંગાણું, છાજીઆં લેતી ચાલી;
તપ કર્યાં વિના તરીયા નરાનું પેટડું નાખે પ્રજાળીરે. એવું ૨
બે ચાર બાળકોને બે ચાર બાળકી, પેટડાં નાખે બાળી;
ખાવું કરતાં ખસવા દે નહી, જાતાં રાખે ઝાલીરે. એવું ૩
એક કહે મને ગરીઓ અપાવો, એક કહે ઝારી;
જુવડાંની પેરે વળગે ભેગાં થઇને, ગર્થ કરાવે ખાલીરે. એવું ૪
ચેતે નહી તો સુખ ન પામે, પડે પેટમાં નાખવી પાળી;
ભોજોભગત કહે હરી ભજવા ન દે, તેને ઘરમાં રાખે કોણ ઘાલીરે એવું ૫

ચાબખો.

ભક્તિ શુરવીરની સાચીરે, લીધા પછી ન મેલે પાછી ટેક.
મન તણો તેણે મોરચો કરીને, વઢીઆ વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તણું જેણે, ગળે દીધી ફાંસીરે. ભ. ૨
શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યા, માખલો રહ્યો ભડમાચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, એ તો નીશ્ચે ગયા નાશીરે. ભ. ૩
સાચા હતા તે સનમુખ ચડયા ને, હરી સંગે રહ્યા રાચી;

પાંચ પચીસથી પુરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશીરે. ભ. ૪
કર્મની પાશલા કાપી નાંખ્યા ઓળખ્યા અવીનાશી;
અષ્ટ સંદ્ધિને ઇચ્છે નહી, થઇ મુક્તી તેની દાસીરે. ભ. ૫
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યા, અહોનીશ ઉદાસી;
ભોજા ભગત કહે થયા એતો, વૈકુંઠના વાસીરે. ભ. ૬

ચાબખો.

મોજુ કોઇ મરજીવા માણેરે, શીશ સાટે મોંઘા હરી જાણે—ટેક૦
રક્ષક્ષેત્રમાં રીડું થયું, તન વેંધ્યું વ્રેહને બાણે;
સત્યને મારગે ચાલીયા, તેને વેરી વખાણેરે. મોજુ૦ ૧
પોતાના દેહનું પેન્જયું પરોયું, કોની મનમાં ભય આણે?
ધર્મ ધીંગાણે ભળી ગયા, તન તુટયા લગી તાણેરે. મોજુ૦ ૨
પ્રભુની પાસે પાખંડ નહી ચાલે, તમે ચેતી લેજો ટાણે;
કુડીયા હશે તેને ત્યાં યમરાજા ઘાલશે લઇ ઘાણેરે. મોજુ૦ ૩
કાયા માયા માનજો કુડી, જેમ પીંગળ પાને;
ભોજો ભગત કહે ભજન કરીને નર નિપજ્યા બાણેરે. મોજુ૦ ૪

ચાબખો.

મન ચડયું મોટપને પેરે, તેણે કરી સાહેબ રહ્યો છેરે—ટેક૦
અંતર કોઇ અજ્ઞાની જીવને, કેમ રંગ ચડે એને;
દેખવા માત્ર દિસે રૂપાળો, જેમ રંગ કાઢયો ટેરે. મન૦ ૧
માયાના મનમાં ફરે મસ્તાનો, જેમ દીલ ઘાલ્યું ઘેરે:
હક નહી ને તેં ખાધું હરામનુ, બોળ્યું બાપનું કુળ બેરેરે મન૦ ૨
જોબનમાં તુને જીવતાં વાળીને, ફરે રાતડીએ રેટે;
ભોજો ભગત કહે ભાવ વીનાના, તુને જુહર કેમ બેરેરે. મન૦ ૩

ચાબખો.

એવી માયા કહયુ બહુ કાવે તેના સમજ્યામાં ન આવે;

માયા માયા કરીને મુરખ, જીવને બહુ ફસાવે;
કેક જીવ મનમાં મુંઝાઇ રહ્યા, પછી ઘણાં ગોથાં ખાવેરે. એવી. ૧
હાથ ફેરવેને હેત દેખાડે ભુરકીએ ભરમાવે;
તેમ તેમ જીવ લોભાતો જાય, એતો પામર બુદ્ધિ પાવેરે. એવી. ૨
હરી ગુરૂ સાથે હેતે તેડાવે પછી પોતાપર લાવે;
વણદોર્યો જીવ વાસે ૪રે તેને ભક્તિ ભાવેરે. એવી. ૩
ભોગ દેખાડેને મન ભરમાવે વહાલાખાં વીખ વાવે;
કામ ક્રોધનો કરે વધારો, નકી નરકમા લઇ જાવેરે. એવી ૪
તે માયાથી કંઇક ચેતી ગયા, જેને મહેર કરી માવે;
ભોજો ભગત કહે ભજન કરીને કોઇ ઉતર્યો નહી કાવેરે. એવી ૫

આખ્યો.

મનમાં જે કરતાં મોટાચુરે, એની ઉડી ગઇ પાયું—ટેક.
જ્યારે બાળકનો જન્મ થયો ત્યારે વાગીયુ વધાયું;
જમડા આવીને જીવ લેઇ જાશે, એની વાંસે રૂવે બાપુરે, મન.
સેજ સિંહાસન ને ચમર હળે ચોય દેશ ફોજું છાયું;
ઉડી ગયાને ઉજડ થયા એનું ઘર કે ઠામે પાયુંરે. મન. ૨
ચાકર નોકર આવીને સલામો, ભરતા કરતા ઠકરાયું;
આકડાના તુર પેરે ઉડી ગયા, એ તો વટોળીએ વાયુંરે. મન. ૩
સદગુરૂ સંતને જેણે સેવ્યા, તેની ધન ધન કમાયું;
ભોજો ભગત કહે વૈકુંઠે પુગ્યા, તે દેતા નગારે ઘાયુંરે. મન. ૪

આખ્યો.

મુરખા જન્મ ગયો હારોરે, બાંધ્યો તેં પાપ તણો ભારો—ટેક,
નામ સાંભળતાં નિંદ્રા આવે, હરી રસ લાગે ખારો,
અમૃત રસને અળગો કરીને, કર્યા વિષના વેપારોરે. મુરખા૦ ૧
મોહાંધ થઇને માયા ખરચે, તેમ લોક કહે છે સારો;

સાધુ દેખીને મોહું સંતાડે, એવા પાપી ગામારોરે, મુરખા૦ ૨
ક્રમણા તારો હુકમ ચાલે ને દેછે સઘળાને ડારે;
ધર્મના દુત જ્યારે ધકા દેશે, ત્યારે ઉગર્યાનો નહી આરોરે. મુ૦ ૩
તલે તલનો હિસાબ લેશે, મોકમ દેશે મારો;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના કોઇ નહી રાખણહારોરે. મુર૦ ૪

ચાબખો

મનવા રહેને ભજનમા ભળીરે, આતો વેળા જાય છે વળી—ટેક.
જોબનના દહાડા જવા રહેશે, જેમ કરમાય છે કળી;
જરા આવે કાંઇ જોર નહી ચાલે, પછી વીખાશે પળીરે. મન૦ ૧
સંચયું હશે તે સાથ નહી આવે, સરવે જાશે સળી,
હેતે કરીને વાવરેજ હાથે, બાકીતું જાશે બળીરે. મન૦ ૨
માનવી ઝાડ છે મુળ વીનાનું, ધર્મ વીણ જાશે ઢળી;
આગળ ખાવા સારૂ અભાગીયા કંઈ મુકવીને લેને મુકી રે. મન૦ ૩
કાળનું દળ તો કારમું આવશે, દેહ નાખશે દળી;
ભોજો ભગત કહે ધર્મ રહેશે, બીજું સર્વ જાસે ટળીરે. મન૦ ૪

ચાબખો.

મુરખો કાલાની વાતુ કરેરે, માથે કાળનું ચક્કર ફરે— ટેક૦
કહે કંઇકને નહી ફેલવું એવું નીજ કરતો નવ ડરે;
વિષય વિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરેરે. મુરખો૦ ૧
સ્વારથમા જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું ઓચરે
છળ છેતરને દગાબાજી કરી, પારકા ઘરમાં ધરેરે. મુરખો૦ ૨
ધર્મને માર્ગે ઢુકડો ન આવે, પાપનાં પગલાં ભરે;
સુમની માયા સંઘરી રહેશે, ક્યાં વેસ્યા નારીમાં વરેરે. મુરખો૦ ૩
તેથી ચોરાશી સહી કરી જીવ, અલ્પ થતી અંતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વીના, ભુંડે હાલે મરેરે. મુરખો૦ ૪

ચાબખો.

લોભ રહ્યો હૃદયમાં વશીરે, મુરખને શીખામણ તે કશી—ટેક૦
સંતની નીંદા સારી લાગે, જીવ તેમાં રહે છે મચી;
પરમાર્થથી પાછો ભાગે એતો, જાય છે ખશીરે, લો૦ ૧
ધર્મનું કામ કોઇ કહેવા આવે, તેના સામે ઉઠે ભસી;
રામ નામ વિના બીજું લવે, તેની જીભ કાપવી જાઇએ ધસીરે. ૨
વખાણ પોતાનાં વાહલાં લાગે, જીવ તે શું બોલે હશી;
કોઇકનું રૂડુ કાને સાંભળતાં, જાણે વાગી બરછીરે. લો૦ ૩
મોતથી બચવા મથ્યો ઘણું તોયે કાળે લીધો ધશી;
ભોજો ભગત કહે ભુત થઇયે ભમીયો મુવા પછીરે. લો૦ ૪

ચાબખો.

ખુટેલને મદ ખરેખરો થાશેરે, જીતી બાજી હાથથી જાશે—ટેક૦
કોઇનું કહ્યું નથી માનતો, પણ કષ્ટ અતિશે સહેશે;
ભલા ભલાઇયું કરી લેજો, આ રંગ જાતો રહેશેરે. ખુટે૦ ૧
કક નથી હાલતો હાર ભજ્યા વિના, કાળ ગળી જાશે;
ચોપ દીશાના ચોહે ઉપર પછી, વાવલીયા વાસેરે. ખુટે૦ ૨
વિચાર કરીને વાવ્યા વિના, ફળ ક્યાં થકી થાશે
ભોજો ભગત કહે કર્યા વિના, ક્યા નિરમાંરે ન્હાશેરે. ખુટે૦ ૩

ચાબખો.

મનની ફેરવોને માળારે, મુકી દીયો જગના ચાળા—ટેક૦
અનેક જન્મ થયા આડવડતાં, ને કરમ લાગ્યા કાળાં;
જીવને લઇ જશે અસ્વા; આઇ જમડા જોરાળારે મનની૦ ૧
ભાલાવાળા ભેટશે, ત્યાં નહીં પહોંચે પાળા;
આરવાળા તેમ જીતશે છે તીખી તલવારવાળારે મનની૦ ૨

ઇંદ્ર સરીખા ઉતરી ગયા, ભાઈ તેના કોઇ ટાળા;
ભોજો ભગત કહે ઠીક કરાવો, એના અધર ઉંચાળારે. મનની૦ ૩

ચાબખો.

મુરખા મતી ફરી તારીરે, વીઠલ મેલ્યા વિસારી—ટેક,
જન્મ થયા પહેલાં જઠરામાં, તું કહેતો પોકારી;
બહાર આવ્યા પછી બુદ્ધિ હણાતી, હિરો ગયો હારીરે. મુ૦ ૧
દોલત દેખી જીવ થયો દિવાનો, અ ણુ બોલે અહંકારી;
મેહેર કર્યા વિના પછી થઇશ ભવોભવ ભાખારીરે. મુ૦ ૨
ભાત ભાતનાં ભોજન તજીનો, ખાતો અંધા આહારી;
ચોરી છીનારી ને સુરાપાનમા મસ્ત થયાં નર નારીરે. મુ૦ ૩
સાચો થઇ જા સદગુરૂ ચરણે, લેશે તને ઉમારી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, માન શીખામણુ મારીરે. મુ૦ ૪

ચાબખો

દેખો દેહ ધરી દેવારે કરી લે સંતોની સેવા—ટેક૦
સજન હંસને પાર પહોચાડયા પાપી પારધી જેવા.
કરમની બંધન કાપી નાંખ્યા ભાઇ, અલેક ધણી એવારે દેખો૦ ૧
ભવનું નોતરૂ માની લઈ મુકો હરી મેવા;
વખત જાય છે તે કરો ન વરખાં લક્ષમીવર લેવારે દેખો૦ ૨
જમણા કરી જાળવજો ભાઇ પ્રેમ રસ પીવા,
ભોજો ભગત કહે ભાવે ભજો; રામ ચરણે રહેવારે. દેખો૦ ૩

ચાબખો

એતો અમર ફળ વેડયુંરે, રૂગીએ પુરવની ખેડયું— ટેક૦
વાખરીઆ પહોંચી ગયા થઇ રણ ખેતર રીડયું
ભલે ધીંગાણો ભાલા ઉડે ઉડે તરવારની છોળ્યુંરે. એતો૦
સંસાર સાગર નથી મરે મહીં, મળે ન સુખ ખોળ્યું;

તેમાંથી કોઇ પાર ન પામે, જેમ કાગડે કુંભજળ ડોળ્યુરે. એતો૦ ૨
સતગુરૂ ચરણ જેણે સેવ્યા તેને, હરિ કરશે સળીયું;
ભોજો ભગત કહે ભાવે ભજે તો થાય, રગની રેલ્યુંરે. એતો૦ ૩

ચાબખો.

આ છે પંખીડાનો મેળોરે, તે ભવોભવ નહી ભેળો—ટેક૦
સરવે વાતે સંપ કરીને, કુસંપ પરો મેલે;
હરિ ભજવામાં હાંસલ શું છે તે વિચાર સેલોરે. આ છે૦ ૧
નર તમે હવે નિરભય થયા, ગણી મહિમા શું ડોલે;
હરિ ભજ્યા વિણ હાણ ઘણીછે, ડહાપણ શું ડોળોરે. આ છે૦ ૨
જન્મ ધર્યો જેણે હરિ ભજ્યા નહી આગળ ઉભેલો;
ભોજો ભગત કહે ઉપડી જાશે, પતંગ રગ વહેલોરે. આ છે૦ ૩

ચાબખો.

જગતમાં શું રહ્યો મહાલારે, ભરીને પાપ તણી પાલી—ટેક૦
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમા વાલી;
કામની તારે કામ ન આવે તે તો જાશે ચાલીરે જ૦ ૧
અલેખ ધણીની ઓળખ પડ્યા પછી, ખેપ નહી જાય ખાલી;
ભરમે થાકી જીવ ભુલી ગયો, એને જમડા લેશે ઝાલીરે. જ૦ ૨
પેટ ચોળીને શુળ ઉપજાવ્યું તે જીવને ઘાત ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ઠકરાઇ છે ઠાલીરે જ૦ ૩

ચાબખો.

અરે તમે જુવોને જાગીરે, દુનીયા ડોલવા લાગી—ટેક૦
ચાલી ગયેલો તો સમજ છે, એને લત કોકની લાગી;
મોહ પાશથી મુક્ત થઇને થાય છે વેરાગીરે. અરે તમે૦ ૧
નોબત નગારાં ગડગડે, ભેર ભુંગળ વાગી;
અલેક જ્યારે ઓળખશે ત્યારે નહી ઉમારો ભાગી. અરે તમે૦ ૨

રેણી રાખી રામ ભજે જેને એવી લેહ લાગી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, થયા અમર બડભાગીરે. અરે તમે૦

ચાબખો.

સેજે સુતા જન જાગોરે, મુક્તિ હરિ કને માગો—ટેક૦
આત્મ તત્વ લીઓ ઓળખી, સંત ચરણે લાગો;
અનુભવ કરી રામ ઓળખો, તૃષ્ણાને ત્યાગોરે સેજે૦ ૧
ખાસ ખડો સદ્‌ગુરુ તણો, જેને વેહે ઘણો વાગ્યો;
શુદ્ધ વિચારી આ સંસારીઆમા, ભ્રમણાને ભાગોરે. સેજે૦ ૨
સતગુરૂની સેવા કરીને, પેહેરી લ્યો પ્રેમનો લાગ;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના નર જાશે નાગોરે સેજે૦ ૩

ચાબખો.

તું શું જાણી જગતમાં જોઇ રહ્યો છું માયામાં મોહી—ટેક૦
ખાધું પીધું ખેલ કર્યા વળી હાલી હકરાઈ
તોય ભ્રમણા તારી ભાગી નથી રહે ચીત ઓમાં પરોઈ. તું૦ ૧
રત્ન અમુલ્ય માંડ મળ્યું છે તે ખુરેલે નાખ્યું ખોઇ;
આરે જન્મ તારો તારે એળે ગયો, સ્મરણ કર્યું નહી સોઇરે તું૦ ૨
બીજ વાવ્યાં જેણે બીડમાં નર નીપજ્યાં કાંઇ નોય;
ભોજો ભગત કહે હરી ભજ્યા વિના કાચી ન ગમ કોઇ. તું૦ ૩

ચાબખો.

મુરખને કઇ પેરે સમજાવુંરે એને નિશ્ચે નરકમાં જાવું—ટેક૦
સવળું કહેતાં અવળું લાગે કોની મદદે થાવું;
વાત કરીને વઢવાડ કરે અમૃત તજી વિષ ખાવુંરે. મુ૦ ૧
ખાટકીવાડે બેટો ચાલ્યો, માહારાજ જાણે મુકાવુંરે;
અપ્રિય સંવાદે અવળો ચાલે, તેને ઉંધે માથા લટકાવુંરે, મુ૦ ૨
સંનેપાતનો ચાળો થયો તેને, કાજુ ઓસડ જો ખાવું;

ભોજો ભગત કહે પ્રગટ પારખું, પીતળમાં શું તાવું. મુ૦ ૩

ચાબખો.

મુરખો મોહન ઘોડે ચડે, માથે કાળ નગારાં ગડગડે. ટેક૦
હરિજન હોય તેની હાંસી કરે, જીવ અવળું બોલી લડે,
એકલો હોય ત્યારે અભાગી, નવ ગ્રહની ગોઠે નડેરે. મુ૦ ૧
પરણી શું પ્રીતી કરૂ, એવા મનમા ઘાટ ઘડે,
ભોગ દેખી જીવ થયો હરાયો જેમ પતંગ દીપકમા પડેરે. મુ૦ ૨
ત્રણ અવસ્થા થઇ નરકમાં, પછી કાળે લીધો કેડો,
ભોજો ભગત કહે ભજન કર્યાં વિના નિશ્ચે નર્કમાં સડોશે. મુ૦ ૩

ચાબખો.

મન તું હજી શીખામણ માન, એક દીન જાવું છે શમશાન—ટેક૦
લખ ચોરાશી અવતાર ધરીને, ખરી ભોગવી ખાણ,
એ તારો અવગુણ ઘણો છે, હરિ ભજ્યા વિણ હાણરે. મન૦ ૧
ભજન કરો તો ભય મટે આ, શબ્દ ધરજો કાને,
અમર દેવને આરાધી લે, સમજી ગુરૂનું સાનરે. મન૦ ૨
સિધી રીતે ચાલજો ભાઇ. રહેવું પડશે શાન,
મુવા પછી નથી માગવું, વાંસે સગા કરે સ્નાનરે મન૦ ૩
રાજા પરિક્ષિત પામીયો શુકે ન ગતિ ભગવાન,
સાત દિવસ લગી સાંભળી ગોવીંદ કેરૂં જ્ઞાન. મન૦ ૪
પ્રેમદા પદને પાખવા તું, મેલી દે મનની તાણ
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ભક્તિ છે નિરવાણરે. મન૦ ૫

સમાપ્ત.